# પુનરાવર્તન 2

**1. નીચે આપેલા શબ્દોના અર્થ આપી તેનો વાક્યપ્રયોગ કરો.**

(1) સરિયામ (2) વિલાસ

(3) અનાયાસે (4) જીવનપાથેય

(5) શાખ (6) સિંહલદ્વીપ

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો.**

(1) ભીખુ લેખક શા માટે ખોટું બોલ્યો ?

(2) કાકાસાહેબનો વકીલને બદલે એન્જિનિયર થવાનો હેતુ શો હતો ?

(3) ભાભીએ દિયરને શું મહેણું માર્યું ?

(4) ‘નિરંતર ઉદ્યોગ એટલે બા’ - એમ લેખક શા માટે કહે છે ?

**3. નીચેની કાવ્યપંક્તિ પૂર્ણ કરો.**

(1) તરિયાતોરણ ..........................................

.......................................... ચરણ પખાળીએ જી રે.

(2) ઊંચેથી આરપાર ..........................................

.......................................... વાછંટો રહેશે મકાનમાં.

**4. નીચેના રૂઢિપ્રયોગનો વાક્યપ્રયોગ કરો.**

(1) ઉગારી લેવું (2) રાડ ફાટી જવી

(3) ગળગળા થવું (4) ઉમેદ બર ન આવવી

**5. નીચે આપેલી કહેવતો સમજાવો.**

(1) દશેરાએ ઘોડું ન દોડવું

(2) મામાનું ઘર કેટલે દીવો બળે એટલે

**6. શબ્દસમૂહ માટે એક શબ્દ આપો.**

(1) જેનો પતિ હયાત છે તેવી સ્ત્રી

(2) તેજસ્વી વિદ્યાર્થીને અભ્યાસ માટે મળતી આર્થિક સહાય

(3) પવનથી ઊડેલા વરસાદના છાંટા

(4) ચાંદીનો રણકારવાળો સિક્કો

(5) તાલુકાનું વસૂલાત સંબંધી કામ કરનાર અમલદાર

(6) પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવનાર

**7. '......... અને હું પરીક્ષા ન આપી શક્યો'** એ છેલ્લું વાક્ય બને તેવી નાનકડી પ્રસંગવાર્તા લખો.

**8. સૂચના મુજબ કરો.**

(1) નીચે આપેલ શબ્દકોષ્ટકમાંથી વિશેષણ શોધીને તેની યાદી બનાવો.

(2) તમે શોધેલા વિશેષણોનો વાક્યપ્રયોગ કરો.

(3) તમે બનાવેલાં વાક્યોમાં રહેલા વિશેષણની સામે તેનો પ્રકાર લખો.

(4) બધાં વાક્યોને ચોક્કસ ક્રમમાં ગોઠવી એક ફકરા સ્વરૂપે લખો.

**9. નીચે આપેલાં વાક્યો જે કાળમાં લખાયેલાં છે એના કરતાં જુદા કાળમાં લખો.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ભા | ઝ | ડ | પ | થી | આ | લા | લ |
| હો | લા | સ | સૂ | સ | વા | ટા | ઋ |
| શિ | ના | નો | સુ | છે | લ્લો | ખુ | તુ |
| યા | ફ | મો | ટો | જ | ગ | રી | બ |
| ર | ચ | પાં | દ | ડું | પ | ત્ર | ણ |
| ક | ના | નો | કા | ગ | વિ | નો | દ |
| પ | હે | લો | ળુ | ર | સ | ફે | દ |

(1) બચુડાના મામા મામલતદાર હતા.

(2) હું પરીક્ષામાં પહેલો નંબર લાવીશ.

(3) એ તો હિન્દુસ્તાનના પિતા હતા.

(4) સાંજના સાત થવા આવ્યા હતા.

(5) સાંજ થવા આવી છે.

**10. તમારા ગામના પાદર, નદી, તળાવ, ખળું, ખેતર વગેરેની મુલાકાત લો. આ બધામાં તમને ગમતા દૃશ્ય વિશે દસ વાક્યો લખો.**

• • •